ઇચ્છતી હોય-સર્વ દેવના કરતાં પતિદૈવતને જ શ્રેષ્ઠ અને । ગણતી હોય-તેમ-અથવા એમ ગણીને જ-માત્ર પતિમુખ આરતી ધરીને-આરતીના અનેક દીવાઓના એક થયલા ! એ મુખને જોતી જોતી ઉભી જ રહી ને ગણગણી:—

૧ "વ્રજ વ્હાલું રે ! વૈકુંઠ નથી જાવું !
"ત્યાં મુજ નન્દકુંવર ક્યાંથી લાવું ?-વ્રજ૦

ઘણાંને આરતીનું વંદન લેવું રહી ગયું હતું ને વહુ પાછી આ એટલે ગુમાન એને તેડવા ઉપર આવી, અને દૂરથી આ દેખા પગ અટકાવી આનંદના ઉમળકાથી જોઈ રહી, અંતે કુસુમને બોલ ભુલી શેઠની ચિંતા દૂર કરનાર આ દેખાવની વધામણી ખા ગઈ, દોડતાં દોડતાં પડતી પડતી રહી જઈ શેઠ પાસે પ્હોંચી ગઈ બેઠાં હતાં એટલે શેઠના કાનમાં જ ઉતાવળું કંઈક અમૃત વચન ક

કુસુદે સુંદરગિરિ છોડ્યા પછી પણ ભગવી કન્થા મુકી ન પ્હેરીને, અત્યારે કુસુમ એકલી હશે જાણી, એને ખોળતી ખોળ ઉપર આવી અને કુસુમના દ્વાર આગળ આવી ઉભી. પોતાના ણનું-પોતાની પૂર્ણાહુતિનું-પુણ્યફળ દેખી અંજાઈ ગઈ હોય પ્રતિમા પેઠે સ્તબ્ધ થઈ એક કમાડમાં લપાઈ રહી ઉભી જ રહ

ઘેલી કુસુમ હજી સુધી આરતી લેઈ મલકાતી મલકાતી મુખને ન્યાળી રહી હતી તે અચિન્તિત કાંઈ ઊર્મિ ઉઠવાથી-એ ઉ અસહ્ય વેગના હેલારાથી-દેવની આરતી વડે જ પતિદૈવતની ઉતારવા મંડી ગઈ, પતિના મિત્રો અને આશ્રિતોની ચારે દિશા નીચે તરવરતી દીઠેલી મ્હોટી સંખ્યાને સ્મરતી સ્મરતી, તેના ભૂત પોતાના પતિના ગર્વથી ફુલતી ફુલતી, આરતી ઉતારતી ઉ ગાવા લાગી:

"જાગો, કન્થા...ધા...રી !
"હવે મ્હારા જાગો કન્થા...ધા...રી."

વળી આરતીનો વેગ વધારતી વધારતી ગાતી ગઈ, ને શ્રી કરવાનું સંબોધન પતિને જ સંબોધી, તેમાંની ત્રીજી પંક્તિ ગા આરતીવાળો હાથ, બારી ભણી કાંઈ બતાવતી હોય તેમ, લંબ

---

૧. પ્રસ્તાવિક.

તો અભિલાષસ્થાન પણ તને આ ચાર ગ્રંથોમાંથી મળી આવે, અને મનની જે વાતો પુછવાને ત્હારા મનને કોઈ અનુભવી, રસિક, કે જ્ઞાની સન્મિત્રની અપેક્ષા હોય એ વાતોનાં સમાધાન કંઈક કરવાને તને આ ગ્રંથો કોઈ સ્થાને કંઈ અંશે મિત્ર જેવા નીવડ્યા હોય, તો આપણી મિત્રતા અને ત્હારી સેવા કંઈક થઈ છે એમ સમજાશે; અને તેનું શુભ ફળ ત્હારા આયુષ્યમાં કાંઈ પણ સુખનો અને કલ્યાણનો અંશ ભરશે તો આ લેખ સફળ થશે. એક નવલકથાનો લેખક તે કોઈનું એથી વધારે કલ્યાણ-શું કરી શકે ?–અથવા કરવાનો અધિકારી હોઈ શકે ?

*Farewell ! A word that must be, and hath been—*
*A sound which makes us linger,—yet farewell !*
*Ye who have traced the Pilgrim to the scene*
*Which is his last, if in your memory dwell*
*A thought which once was his, if on ye swell*
*A single recollection, not in vain*
*He wore his sandal shoon and scallop-shell*
*Farewell ! With* him *alone may rest the pain,*
*If such there were—with* you, *the moral of his strain.*

—BYRON'S *Childe Harold's Pilgrimage.*

નડીયાદ,
વિક્રમાર્ક ૧૯૫૭,
પૌષ શુક્લ ૩, સોમવાર.

ગો૦ મા૦ ત્રિ૦

૨૩ : ૧૨ : ૧૯૦૦

34319

